# થિયોસોફીની મુખતેસર સમજણ

મરહૂમ વિલિયમ ક્વૅાન જડજના એક અંગ્રેજી લેખનું ભાષાંતર )

" દુનિયામાં થિયોસોફી રોશનીના મૂળ સફેદ કિરણ
સમાન છે, અને દરેક ધર્મ ત્રિપાશ્વ કાચ
( પ્રીઝમ )માંથી દેખાતા ( તે કિરણના ) સાત
રંગોમાંનો માત્ર એક છે."

એચ. પી. બ્લેવેટ્સ્કી.

થિયોસોફી કું. (ઈંડીઆ), લીમીટેડ
૫૧, મહાત્મા ગાંધી રોડ,
મુંબાઈ.

# પ્રસ્તાવના

અંગ્રેજીથી અજાણ થિયોસોફીના ગુજરાતી શુભેચ્છકો અને અભ્યાસીઓની સગવડને ખાતર આ પહેલું ગુજરાતી ચોપાનિયું પ્રકટ કરતાં ખુશી ઊપજે છે. આ ચોપાનિયાંની વસ્તુ મરહૂમ વિલ્યમ કવોન જડજે "લુસીફર" ના ડિસેંબર ૧૮૯૩ ના અંકમાં "Theosophy Generally Stated" એ મથાળાં હેઠળ આપેલા અંગ્રેજી લેખનું ભાષાંતર છે. આ અંગ્રેજી લેખ, ધર્મોની દુનિયા ભરની પરિષદ જે ૧૮૯૩ માં યૂ. એસ. એ. ના ચીકાગો શહેરમાં ભેગી મળી હતી તેના સત્તાવાર રીપોર્ટમાં પણ છપાયલો છે. "યૂનાઇટેડ લોડજ ઓફ થિયોસોફીસ્ટસ"નાં અંગ્રેજી ચોપાનિયાંઓની હારમાલામાનાં પાંચમા નંબરનાં ચોપાનિયાંમાં એ ફરીથી પ્રકટ કરવામાં આવ્યો છે.

આ લેખ શ્રી જડજની લાક્ષણિક, સાદી અને સરલ ઇબારતમાં લખાયલો છે પણ તેમાં આપવામાં આવેલી હકીકતોમાં ઊંડું રહસ્ય સમાયલું છે, અને આ ટૂંક નિબંધ થિયોસોફીના ઉપદેશોનું સંપૂર્ણ ચિત્ર રજૂ કરે છે.

એમાં નીચલી અગત્યની બાબતો સમજાવવામાં આવી છે:—

૧. થિયોસોફી (બુદ્ધિ અથવા બોધિ ધર્મ) એ શી ચીજ છે.

૨. થિયોસોફીના રક્ષકો કે જેઓ મહાત્માઓ તરીકે ઓળખાય છે તેઓનું કાર્ય.

૩. મેડમ એચ. પી. બ્લેવેટસ્કીને તેઓનો પયગામ શી રીતે મળ્યો.

૪. થિયોસોફી પ્રમાણે ઈશ્વર, પ્રગતિ, અને મનુષ્યના બંધારણનાં ખ્યાલો.

૫. પુનર્જન્મ અને કર્મનાં સિદ્ધાંતો.

૬. મનુષ્યની મરણ પછીની અવસ્થાઓ.

૭. થિયોસોફીનું નીતિશાસ્ત્ર.

૨૫ મી જુન ૧૯૪૦.

# થિયોસોફીની મુખતેસર સમજણ

નિશ્ચયપૂર્વક કહેવામાં આવે છે કે તવારીખ, ધર્મ, અને સાહિત્યનો અભ્યાસ જો નિષ્પક્ષપાતપણે કરવામાં આવે તો એવું માલૂમ પડશે કે પ્રાચીન કાળથી દુનિયામાં ફિલસૂફી, વિજ્ઞાન અને સદાચારને લગતી વિદ્યાનો એક મહાન સમૂહ પ્રચલિત છે, કે જે, એ વિષયોની હાલની વિદ્યા-પદ્ધતીઓના આધારરૂપ છે. એ વિદ્યા-સમૂહ એક સામટો ધાર્મિક અને વૈજ્ઞાનિક છે, અને ધર્મ અને વિજ્ઞાનને છૂટાં પાડવા નહિ જોઈએ એમ એ વિદ્યા ભાર મૂકીને જણાવે છે. એ વિદ્યા ઉચ્ચ ધાર્મિક અને મનન કરવા યોગ્ય ઉપદેશો આગળ ધરે છે, પણ સાથે સાથે એ પણ બતાવે છે કે જો કોઈ પોતાની અકકલનો ઉપયોગ કરીને, એ વિદ્યાનું તોલ કરે તો, તેની ખાતરી થયા વગર રહે નહિ કે એ વિદ્યા વિચાર-શીલ છે, અને અકકલથી સાબીત કરી શકાય નહિ એવું એમાં કાંઈ નથી. એ પ્રમાણે, કોઈની સત્તાપર રચાએલાં અવિચારી મતાભિમાનના દંભથી એ નિરાળી છે. આ પ્રાચીનવિદ્યા "બુદ્ધિ-ધર્મ" (થિયોસોફી) ને નામે ઓળખાય છે. એમાં પરિપૂર્ણ થયેલા મહાન પુરૂષોએ અસલથી એ વિદ્યા જાળવી રાખી છે અને હમેશ તેનો ઉપદેશ કરતા રહ્યા છે. તેથી અને બીજાં સાબીત થયેલાં સિદ્ધાંતો ઉપરથી એવું જણાય છે કે માણસ અમર અને ઈશ્વરી-તત્ત્વ ધરાવનારો હોવાથી એનું અસ્તિત્વ

અને ભાન કાયમ રહી શકે છે. મનુષ્ય જાતમાં શ્રેષ્ઠ પુરૂષો –પ્રાચીન અને ઉચ્ચ મંડળના અનુયાયીઓ–કે જેઓ પ્રગતિના દરેક તબક્કે અનંત કાળથી મનુષ્યના આત્માના ઉદ્ધારના કાર્યમાં રોકાએલા છે તેઓના જીવનથી આ વાત સિદ્ધ થાય છે. આ આત્મવેત્તાઓને પ્રગતિના કાયદાને આધીન રહીને બની શકે તેટલી મનુષ્યની આત્મિક વૃદ્ધિ કરવાની હોય છે. તેથી તેઓ જુદીજુદી પ્રજાઓ અને દેશોએ વિસારી નાખેલાં આ સિદ્ધાંતો વખતો વખત ફરી અને ફરી જાહેર કરે છે. આ બુદ્ધિ-ધર્મ છે અને તેઓ એના રક્ષક છે. કોઇક વખતે તેઓ પ્રજાઓ સમક્ષ મહાન ગુરૂઓ અને "તારકો" તરીકે જાહેર થાય છે અને પ્રાચીન સત્યો અને ચારિત્ર પદ્ધતિનો ફરીથી ફેલાવો કરે છે. એ મહાન પુરૂષો મનુષ્ય માટે દાખલારૂપ છે કેમકે જે માર્ગે પરિપૂર્ણતા તેમને મળી એજ અધિકાર તેમને પગલે ચાલી એક મામૂલી ઇનિશાન પણ પ્રાપ્ત કરી શકે છે.

આવા જીવતા જાગતા મહાન પુરૂષોની પ્રેરણાથી મેડમ એચ. પી. બ્લેવેટસ્કીએ જાહેર કર્યું કે જૂનાં સિદ્ધાંતોનો એકવાર ફરીથી ફેલાવો કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું છે અને તે કામમાં મદદ થાય એવી હાલની અને પુરાણી વિદ્યાની કેટલીક કળો, જે જમાનાની ગિરદેશીથી ખોવાઈ ગઈ હતી તે તેઓ તરફથી તેમને પાછી મળી છે. ઉપરાંત, કોઇપણ બાહ્યરૂપમાં, ચાલુ જમાનાને નવા લાગતાં, પણ ખરેખરતો પ્રાચીન, એવાં કેટલાંક સિદ્ધાંતો મહાત્માઓના સમાગમથી તેમણે પ્રાપ્ત કીધાં છે. તેમણે પોતાના સાથીદારો અને જાહેર પ્રજાને માટે જે લખાણો કીધાં છે તેમાં ઉપલી કળોને માટે લખેલું છે. એ રીતે દુનિયાની પ્રજાઓના સાહિત્યોમાં મહાત્માઓની હસ્તીને લગતી જે

સાબિતીઓ છે તેમાં ચાલુ જમાનામાં આપણને તેમના મંડળની હસ્તીને લગતી એક ઘણી અગત્યની વધારાની સાબિતી મળી છે, અને તેઓ મનુષ્યની આત્મિક વૃદ્ધિમાં આગળ પડતો ભાગ લે છે એ આપણે ખાતરીપૂર્વક રીતે જાણી શક્યા છીએ.

થિયોસોફીનો મુખ્ય ઉપદેશ એ છે કે જગતને ગતિમય કરનાર એક અવિનાશી મૂળશક્તિ છે, જેની ઓળખ સાકાર જગતના પ્રકટવાથીજ થઈ શકે છે. દરેક ચીજ અને જીવ આ મૂળ શક્તિનો અંશ ધરાવે છે; તે નિયમસર, સતત પ્રકટે છે અને અલોપ થાય છે. આવી ભરતી-ઓટમાં પ્રગતિનું કાર્ય ચાલે છે અને એને લીધેજ પ્રકટીકરણનો પ્રસાર થાય છે. આ મૂળ શકિત, કે જેના ચૈતન્ય અને પ્રકૃતિ (સ્પીરીટ અને મેટર) એવા બે અંગો છે, તેના પ્રકટવાથી, સાકાર જગત હસ્તીમાં આવે છે. થિયોસોફી પ્રમાણે એક અજાણ મૂળના એ બે સામસામા છેડા છે. એ સહજીવી છે; છૂટા નથી અને એમને છૂટા પાડી શકાય તેમ પણ નથી. હિંદુશાસ્ત્રો પ્રમાણે પ્રકૃતિની દરેક રજકણમાં ચૈતન્ય છે અને ચૈતન્યની દરેક રજકણમાં પ્રકૃતિના તત્ત્વનો સમાવેશ છે. પ્રકટીકરણમાં એ બન્ને, સાત જુદીજુદી અવસ્થામાં કાર્ય કરે છે; એ સાતે અવસ્થાનું મૂળ તો એકજ છે છતાં પ્રમાણમાં દરેક જુદી હોવાથી આપણી ખાકી પૃથ્વી તરફ નીચે ઉતરતાં તબકકે તબકકે જડ બને છે. એ રીતે જોતાં કુલ જગત જીવતી છે. એનો એકે અણુ મરેલો નથી. એમાં ભાન અને સમજ પણ છે, કે જે દરેક અવસ્થામાં કાર્ય કરે છે પણ આપણી પૃથ્વીપરની હાલતમાં તે દેખી શકાતું નથી. આપણી હાલની અવસ્થામાં મનુષ્ય સુગમતા કરી આપે તે પ્રમાણમાં મૂળ શક્તિ મનુષ્યમાં ઘર કરે છે, અને જ્યાં એવી સુગમતા ન હોય ત્યાં, અજ્ઞાનતા,

પાપ, ગમગીની અને દુઃખને હસ્તીમાં આવવાનું કારણ મળે છે. દરેક યુગમાં થોડાક માણસો ઉચ્ચ ઈશ્વરી પદે પહોંચ્યા છે. તેઓ કુદરતના કાર્યમાં આગળ પડતો ભાગ લે છે અને સદી પછી સદી એ પોતાનું ભાન વધુ વિશાળ બનાવી કુદરતના કારભારમાં પોતાનો હિસ્સો વધારે પ્રમાણમાં આપતા રહે છે. સર્વે જીવોનું છેવટનું કર્મફળ એ છે. અને તેથી પહેલેથીજ થિયોસોફી માણસ જાત માટે પરિપૂર્ણતાની ટોચે પુગવાનો જે કાર્યક્રમ રજુ કરે છે તે આત્માની અંતર યાચનાને બંધબેસ્તો છે, અને માણસમાં જણાતી દુષ્ટતા સુધારી ન શકાય એટલી હદે એના સ્વભાવમાં પચી ગયેલી છે એવો ખ્યાલ દૂર કરે છે; ઉપરાંત માણસને શંકા અને નિરાશામાં ગબડી પડતો પણ બચાવી લે છે.

થિયોસોફી પ્રમાણે, પ્રગતિના વધારે પ્રાચીન બીજાં ક્ષેત્રોમાં પરિપૂર્ણ થયેલા બુદ્ધિશાળી પુરૂષોની દેખરેખ હેઠળ, સૌથી નીચલી અવસ્થાના જીવોમાંથી, ઉપર વર્ણવેલી મૂળ શક્તિની રફ્તે રફ્તે થયેલી પ્રગતિથી, દુનિયા–વ્યક્તિગત જીવાત્માઓ સહિત–હાલની સ્થિતિએ પહોંચી છે, આ જીવાત્માઓને માટે તથા એઓની મારફતેજ પ્રકટીકરણનું કાર્ય ચાલે છે. તેથી હાલનો મનુષ્ય સ્વભાન ધરાવનાર આત્મા તરીકે પ્રગતિમાં અગ્રસ્થાન ધરાવે છે. એનાથી ઉતરતી પંક્તિના બીજા જીવાત્માઓ જેઓ નીચલા તબક્કાઓ ઉપર હાલમાં કાર્ય કરે છે તેઓ હવે પછી કોઈક દિવસે મનુષ્ય તરીકે કાર્ય કરતા થશે કે જે વખતે હાલનો માણસ હમણા કરતાં વધારે ઉચ્ચ અવસ્થાએ પહોંચ્યો હશે. મનુષ્યનું ભાન વધારે સંપૂર્ણ હોવાને લીધે તે ઉપર જણાવેલી બધી હાલતોમાંથી પસાર થઈ શકે છે. જો એમાની કોઈ એક હાલતને તે પોતે જે મૂળતત્ત્વનો બનેલો છે તેવી સત્ય માની લે

છે તો તે ભૂલાવામાં પડે છે. તેથી પ્રગતિનો હેતુ માણસને સંપૂર્ણ સ્વભાન આપવાનો છે કે જેથી જગતના આગળ વધવા સાથે તે પણ ઉચ્ચ તબકકાઓપર આગળ વધતો જાય. મનુષ્યની અવસ્થાએ પહોંચ્યા પછી માણસને અનુભવથી ઘડાવાનું છે, અને જુદીજુદી નીચલી અવસ્થાઓના પદાર્થને એવી રીતે ઉચ્ચ બનાવવાનો છે કે પોતાના આત્માનો અવાજ સ્પષ્ટ સાંભળી શકે અને તેને અનુસરીને ચાલવાની શકિત કેળવી શકે.

માણસ અંતરમાં એક ધાર્મિક પ્રાણી છે કેમ કે એ પદાર્થમાં જકડાયેલો આત્મા છે અને તે પદાર્થ પણ તેના મૂળ તત્ત્વમાં આત્મિક છે. તે આત્મા હોવાને લીધે પ્રગતિ માટેના કુદરતના સર્વે તબક્કાઓના સમાગમમાં આવવા તેને વાહનોની જરૂર રહે છે. આ વાહનો તેને ગૂઢ, મિશ્રિત, ભૂલપાત્ર પ્રાણી બનાવે છે, પણ આચંદે તે બધી ભુલ ભુલામણીઓમાંથી પસાર થઇને સૌથી ઉચ્ચ તબક્કે પહોંચવાની શક્તિ મેળવે છે. વિશાળ જગતના નાના નમૂના સમાન માણસ છે, કેમ કે પરમાત્માના અંશ તરીકે સાત ભાવમાંથી એ પોતાનું પ્રકટીકરણ સ્પષ્ટ જુએ છે. થિયોસોફીમાં તેથી એને સાતગણા પ્રાણી તરીકે ઓળખાવેલો છે. ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે માણસના ત્રણ વિભાગો શરીર, જીવાત્મા, અને મૂળશક્તિ, કંઇક અંશે બરોબર છે પણ એ ત્રણમાં બીજા ચાર સમાયલા છે એમ ધારીએ તોજ જીંદગી અને કુદરતને લગતા દરેક સવાલનું ખંડન થઈ શકે. સૌથી ઉચ્ચ તબક્કા પર માણસનો "આત્મા" નોંખો ખરો છે. બીજે નંબરે આત્માના વાહન તરીકે "બુદ્ધિ"નું તત્ત્વ આવેલું છે, કે જે નીચલાં કોઈ તત્ત્વ કરતાં આત્મા સાથે વધારે સંબંધ ધરાવે છે અને "મનસ" સાથે જોડાયેલું છે. એ ત્રણની બનેલી ત્રિપુટી, મનુષ્યનો અવિનાશી

ભાગ, વિચાર કરનાર વ્યક્તિ પોતાની પ્રગતિને માટે બીજાં વધારે ઘટ વાહનોમાં હસ્તી ભોગવે છે. યોગ્યતાના ક્રમે નીચે ઉતરતાં, જનાવર જાત સાથે સમભાવી, અકકલહીણુ, અને ભ્રમથી અજ્ઞાનતાને ઉત્પન્ન કરનાર, "તૃષ્ણા અને વાસના"ની અવસ્થા આવેલી છે. સ્વેચ્છા અને ન્યાયબુદ્ધિથી એ અવસ્થા નિરાળી છે તેથી એને લાયક સ્થળે એને મૂકી છે. આ તબક્કાપર "ઘટ પ્રાણ" કાર્ય કરે છે કે જે આંતરિક તત્ત્વમાં આત્મિક છે છતાં આત્માતરીકે નહિ પણ આ અવસ્થાના બળ અને ગતિતરીકે પ્રકટે છે. પ્રકટ જગતમાં એ સામાન્ય અને બધેજ હોવાથી એનો જુદો વિભાગ પાડ્યો છે. એ પ્રાણનો જે અંશ માણસના વપરાસમાં છે, તે મરણ વખતે શરીરમાંથી નીકળી જાય છે. હવે છેવટે, "ખાકી શરીર" ની પહેલાં, ખાકી શરીરનું બીજું અથવા જોડકું છે. આ જોડકું "લિંગ શરીર" છે કે જે જડ આણુઓ જેટલા ઘટ નહિ પણ વધારે સૂક્ષ્મ પદાર્થનું બનેલું છે, અને વધારે મજબૂત અને ટકાઉ છે. એના આધારપર ખાકી શરીરને લગતા બધા આણુઓ ગોઠવાય છે અને દેખાતા થાય છે, તથા તેઓ ચાલુ આવણ જાવણ કર્યા કરે છે એમ પણ માલૂમ પડેલું છે છતાં લિંગ શરીરને લીધે માણસનો ઘાટ નિરંતર તેનો તેજ રહે છે. આ ચાર ઉતરતાં તત્ત્વો સાતગણા માણસનો નાશવંત ભાગ છે, ખરો માણસ એ નથી પણ અમર માણસને દુનિયામાં કાર્ય કરવા માટેના એ સાધનો છે જે, આપણે જૂના કપડાં કાઢી નાખીએ છીએ તેમ, મોત આવે છે ત્યારે, તજી દઇએ છીએ. દરેક નવે જન્મે સામાન્ય કુંડમાંથી નવેસરથી તેમની રચના થાય છે. ખરો માણસ, આત્મા, બુદ્ધિ અને મનસની બનેલી ત્રિપુટી છે. એ વિચારશક્તિ ધરાવે છે અને એક વ્યક્તિ તરીકે એક પછી એક

દેહ ધારણ કરે છે અને અનુભવોનો અર્ક દરેક જન્મે પોતાનાંમાં આમેજ કરી પોતાની કરણી પ્રમાણે સુખદુઃખ ભોગવે છે. ખરો મધ્યસ્થ પુરૂષ અને જીવતો દૈવી-આત્મા એ છે.

આ નિરંતર હસ્તી ભોગવતો દૈવી માણસ કરણીના કાયદાને આધીન પ્રગતિમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે કેમકે તેનાથીજ તે કાયદો જાહેર થાય છે, વધુમાં તે હાલની અવસ્થામાં ચારિત્ર, શક્તિ અને અનુકૂળતાના બળની વિવિધતા બતાવે છે. તેની આ પૃથ્વી ઉપરની હાજરી તથા ઉપર જણાવેલા તફાવતોને લગતો કાંઇક ખુલાસો કરવાની જરૂર છે. પુનર્જન્મના કાયદાથી આ બધું બને છે. મતલબ એ છે કે, એક વિચારક પ્રાણી તરીકે, આત્મા, બુદ્ધિ અને મનસનો બનેલો માણસ આ દુનિયા કે જે મનુષ્યની પ્રગતિનું ક્ષેત્ર છે ત્યા જીંદગી પછી જીંદગીએ જુદું જુદું શરીર ધારણ કરે છે. પોતાની હયાતીના કાયદાને આધીન, એક વખત શરૂ કરેલાં પ્રગતિના કાર્યને આ દુનિયામાંજ એને પૂર્ણ કરવાનું છે. એક જન્મમાં તે અમુક નામધારી માણસ તરીકે બીજાઓની ઓળખમાં આવે છે પણ હમેશગીની ગણનામાં તે એકની એક અવિનાશી વ્યકિત છે કે જે નામ, રૂપ, અથવા યાદદાસ્તથી સ્વતંત્ર હસ્તી ધરાવે છે.

આ સિદ્ધાંત થિયોસોફીના પાયારૂપ છે કેમકે એ વડેજ જીંદગી અને કુદરતના ભેદો ઉકેલી શકાય છે. પુનર્જન્મનો કાયદો પ્રગતિના કાયદાનું એક અંગ છે, કેમકે એનો અર્થ નવું શરીર ધારણ કરવું એમ થાય છે અને નવાં શરીરના ધારણ કર્યા વગર પ્રગતિનું કાર્ય આગળ ચાલતું નથી, એ જોતાં મનુષ્યના આત્માને લાગે-વળગે છે ત્યાંસુધી પુનર્જન્મનો કાયદો એજ પ્રગતિનો કાયદો છે. જીસસના જમાનામાં એ કાયદો લોકમાન્યતા ધરાવતો હતો

અને ખ્રિસ્તી ધર્મની શરૂની સદીઓમાં એ શીખવવામાં આવતો હતો. પણ હાલમાં બીજા કોઇપણ ધર્મ જેટલીજ ખ્રિસ્તી ધર્મને પણ એ કાયદાના શિક્ષણની જરૂર છે. કેમકે શાસ્ત્રોનો અર્થ કરવા, તથા ઘણા ખરા માણસોને કુદરતમાં જણાતી કઠોરતા અને દયાહીણતાનો જે અનુભવ થાય છે તેની સાથે ઈશ્વરી ન્યાયનો મેળ કરવા, તથા દુન્યવી મુસાફરી દરમ્યાન જીંદગીમાં ઉપસ્થિત થતા જે પ્રશ્નો આપણને પજવે છે તે સર્વેનો વિચારશીલ ઉકેલ કરવા, આ કાયદો અગત્યનો છે. વળી જંગલી અને સુધરેલા માણસોની શક્તિ, ચારિત્ર અને જીંદગીમાં મળતી તકોને લગતા બહોળા, અને બીજાં કોઇકિ શિક્ષણો પ્રમાણે, કહેવાતા ગેરઈન્સાફી તફાવતો, તથા આપણી પોતાની સપાટી ઉપરનાં લોકોના માંહોમાંહેના એજ કીસમના તફાવતોનો ખુલાસો પણ, એ કાયદો મનમાનતી રીતે કરે છે. એ કુદરત અને ઈશ્વર કેટલાં ન્યાયી છે તેનું ભાન આપણને કરાવે છે અને ઈશ્વર જાણે કે કોઈ રાક્ષસ હોય એવું ચીતરનારા પથોના અનુયાયીઓએ ધર્મને લગાડેલો ડાઘ સાફ કરે છે. દરેક માણસની જીંદગી અને આચરણ તેની આગલી જીંદગીઓ અને વિચારોનુંજ ફળ છે. દરેક જણ પોતાનો ઈન્સાફ કરનાર ન્યાયાધીશ છે અને ચુકાદો અમલમાં મૂકનાર અધિકારી પણ પોતેજ છે, કેમકે દરેક જણ પોતાની કરણીને લીધેજ શિક્ષાપાત્ર બને છે યા બદલો મેળવે છે, અને જ્ઞાન અને શક્તિમાં આગળ વધી પોતાથી પછાત પડનારાઓ તરફ મદદનો હાથ લંબાવે છે. નસીબ, મહેરબાની તથા રખાવટ માટે કયાંયે સ્થાન નથી, બધું કાયદા અનુસાર બને છે. મનુષ્ય વિચારશક્તિ ધરાવે છે અને એના વિચારોના બળથી દુઃખ યા સુખના કારણો ઘડાય છે; કેમકે એના વિચારો એના

કાર્યોને ઉત્પન્ન કરે છે. કુદરતમાં વ્યાપી રહેલાં ઐક્યમાં મનુષ્ય ખલલ પહોંચાડનારાં મધ્યબિંદુ તરિકે ભાગ ભજવે છે. એવી રીતે જગતનાં ખલલ પામેલાં સમતોલપણાને પોતાની ભૂલો સુધારી તેના અસલ રાહમાં પાછું લાવવાની સર્વે જોખમદારી માણસને માથે છે; કારણ કે કુદરતની કાર્યનીતિ નિરંતર સંપ સાધવાની છે. માણસ ચાલુ વિચારો કર્યા કરે છે અને છેક પ્રાચીનકાળ સુધી એના વિચારોની હારમાળા લંબાય છે. એ વિચારોના બળથી ક્રિયા અને પ્રતિક્રિયા ચાલુ થયા કરે છે. એવી રીતે એ પોતાના સર્વે વિચારો અને કાર્યો માટે જોખમદાર છે અને પોતાની પૂર્ણ જવાબદારી સ્થાપિત કરે છે. એનો આત્મા ખુદ એ કાયદાનું રહસ્ય છે કે જે દરેક ખલલની પતાવત માટે નિરંતર બદલાની જોગવાઈ કરે છે. એ કરણીનો અથવા ન્યાયનો કાયદો છે જે આચારનીતિના કાયદા તરીકે પણ ઓળખાય છે. ખ્રિસ્તી ધર્મ-શાસ્ત્ર એ કાયદાથી અજાણ નથી કારણ કે જીસસ અને પૉલ એ બન્નેએ એ સ્પષ્ટ કીધો છે. જીસસે કહ્યું છે કે જે રીતે આપણે બીજાઓનો ઇન્સાફ કરીશું એજ રીતે આપણો ઇન્સાફ થશે, અને બીજાઓની જે તુલના કરીશું તેવું આપણું તોલ થશે. સેંટ પૉલ કહી ગયા છે "ભાઈઓ, તમે એવી ગફલતમાં રહેશો નહિ કે ઈશ્વરને કોઈ છેતરી શકે, કેમકે મનુષ્ય જેવું વાવશે તેવું જ લણશે." કર્મ અને પુનર્જન્મના ઉપદેશોથીજ "વાવશો તેવું લણશો" એ સિદ્ધાંત સમજણમાં ઉતરી શકશે.

મરણ શું છે, અને મરણપછી માણસનું શું થાય છે? સ્વર્ગ કોઈ સ્થળ છે કે નથી? થિયોસોફી, સર્વે શાસ્ત્રોમાં જણાવેલું છે તે પ્રમાણે શીખવે છે કે મરણ પછી જીવાત્મા આસાએશ લે છે. એ હાલત એના કુદરતી સ્વભાવને આભારી છે. તે ચિંતક છે, અને

જીંદગી દરમ્યાન પોતાના અસંખ્ય વિચારો ઉપર યા તેમાંથી થોડાક ઉપર પણ તે અમલ કરી શકે એમ નહિ હતું. તેથી મરણ વખતે જ્યારે એ પોતાનો ખાકી દેહ અને લિંગ દેહ છોડી દે છે અને તૃષ્ણા અને વાસનાઓના બંધનમાંથી છૂટે છે ત્યારે એના સ્વભાવિક જુસ્સાઓ એકદમ પ્રબળ બને છે અને એ હસ્તીને લાયક વધારે સૂક્ષ્મદેહ ધારણ કરીને આત્મિક અવસ્થામાં શાંતિથી ચિંતન કરે છે. આ અવસ્થાને "દેવખાન" કહે છે. એ હાલતને લીધેજ સર્વે ધર્મોમાં સામાન્ય રીતે, સ્વર્ગનાં બ્યાનો આપવામાં આવ્યાં છે. પણ હિંદુ અને બુધ્ધ ધર્મો આ ઉપદેશ બહુ સારી રીતે સમજાવે છે. આ આરામનો વખત છે કેમકે વિદેહી આત્માનું ભાન તે દેહી હતો તે વખત જેટલું હવે પ્રકટ દુનિયા સાથે સંબંધ ધરાવતું નથી. આ હાલત દુન્યવી જીંદગી કરતાં વધારે માયાવી નથી પણ સત્ય છે. અહીં ચારિત્રના પ્રમાણમાં દુન્યવી જીંદગીમાં કીધેલા ઉચ્ચ વિચારોના અર્કની ખીલવણી થાય છે અને જીવાત્મા તેનો સંગ્રહ કરે છે. જ્યારે આ ચિંતનોનો જુસ્સો તદ્દન મંદ થાય છે ત્યારે પોતાની પ્રગતિનું કાર્ય યોગ્ય રીતે આગળ ચલાવી શકે એવી અનુકૂળ પરિસ્થિતિમાં જીવાત્મા ફરી એકવાર પૃથ્વી તરફ ખેંચાય છે. એવી રીતે, જ્યાંસુધી જીવાત્મા ઉપરા ઉપરી અનુભવોથી ઘડાઈ, અજ્ઞાનતાને દૂર કરી, બીજા સર્વે જીવો સાથેનું પોતાનું ઐક્ય સિદ્ધ કરે, ત્યાં સુધી એક હાલતમાંથી બીજી હાલતમાં ફેર બદલી ચાલુ રહે છે. ત્યારપછી તે પ્રગતિપંથનાં વધારે ઉચ્ચ અને મહત્ત્વનાં પગથિયે ચઢી આગળ અને આગળ વધે છે.

થિયોસોફી કોઈ નવું નીતિશાસ્ત્ર રજૂ કરતી નથી કારણ કે સદાચારના નિયમો નિરંતર એના એજ છે. પણ થિયોસોફીના

ઉપદેશોમાં, સદાચાર અને વહેવારમાં તેના રીતસર પાલન માટે ના ફિલસૂફીભર્યા અને વિચારશીલ આધારોનો સમાવેશ થાય છે. દુનિયાના સર્વે મોટા ધર્મોપદેશકોએ જાહેર કર્યું છે કે "વિશ્વ બંધુત્વ" પ્રત્યક્ષ કરવાને માટે વાસ્તવિક વાત એ છે કે જે ભાવથી બીજાઓ તમારી તરફ વર્તે એવું તમે ઇચ્છો, તેજ ભાવથી તમે તેઓ તરફ વર્તો, અને તમારા પડોશી માટે તમે તમારા પોતાની ઉપર જેટલો પ્રેમ રાખો છો તેટલો પ્રેમ રાખો.

